વાંચો! અવશ્ય વાંચો!! સ્નેહીઓને વંચાવો!!

# कन्याविक्रय निषेध.


લેખક અને પ્રકાશક-

કનૈયાલાલ ગેબીલાલ, મંત્રી,

કન્યાવિક્રય નિષેધક મંડળ—દાહોદ (પંચમહાલ)



સુરત, ખપાટિયા ચકલા, લક્ષ્મીનારાયણની વાડીમાં આવેલા 'જૈન વિજય' પ્રિન્ટિંગ પ્રેસમાં મુળચંદ કસનદાસ કાપડીઆએ છાપ્યું.

પ્રથમાવૃત્તિ] વીર સંવત્ ૨૪૪૮ [પ્રત ૧૦૦૦.

મૂલ્ય-કન્યાઓની કરૂણા.

# પ્રસ્તાવના.

પ્રિય વાંચકો! દશા હુમડ જ્ઞાતિમાં કન્યાવિક્રય કરવાનો દુષ્ટ રીવાજ વર્ષો થયાં ભયાનક રૂપ ધારણ કરી ઘર ઘાલી બેઠો છે અને બીજા પણ કેટલાક જૈન બંધુઓ આ કન્યાવિક્રય રૂપી પીશાચનાં વશમાં પડયા છે તેઓને તેના પાસમાંથી બનતી ત્વરાએ છોડાવી નિષ્કલંક જૈન કોમનું આ કલંક દૂર કરવું, એ આ પુસ્તક લખવાનો હેતુ છે. માટે વાંચકો પ્રતે મારી નમ્ર વિનંતી છે કે આ ટૂંક શબ્દોમાં અને બિલકુલ સાદી ગુજરાતી ભાષામાં લખાએલા પુસ્તકને વાંચી કન્યાવિક્રયનાં ઘાતકી રીવાજથી થતી જ્ઞાતિ, સમાજ તથા દેશની અધો દશાનો વિચાર કરી તમો પોતે જો કન્યાવિક્રય કરનાર હો તો તે ન કરવાની **પ્રતિજ્ઞા** લેશો અને તમારા સગાં સમ્બંધીઓને પણ પ્રતિજ્ઞા કરાવશો તો હું આ મારા ટુંક પ્રયાસને સફલ થયો માનીશ અને પોતે તથા બીજાઓને પ્રતિજ્ઞા કરાવ્યાના સમાચાર આ મંડળને પત્ર દ્વારા લખી જણાવશો તો આ મંડળ આપને એક સારા જૈની તરીકે લેખી આપનો અંતઃકરણપૂર્વક આભાર માનશે અને જો આપ કન્યાવિક્રયના ચુસ્ત નિષેધક તરિકેના **મેમ્બર** થવાનું ફોર્મ મંગાવી વાર્ષિક ફી રૂ. ૧) આપી તે ફોર્મ ભરી મોકલશો તો આ મંડળ આપનું સદાને માટે ઋણી રહેશે.

જ્ઞાતિસેવક—

**મંત્રી, કન્યાવિક્રયનિષેધક મંડળ-દાહોદ.**

# कन्याविक्रय निषेध.



“कन्याविक्रय” એ શબ્દનો અર્થ પૈસા માટે બાલિકાઓને વેચવી એવો છે. ખરેખર એ શબ્દજ ન્યાયી અને દયાળુ માણસોની ચિત્ત ભૂમિને સાંભળતાંજ ભાલાની પેઠે ભેદી નાંખે એવો છે.

દયાનો દુશ્મન, વિવેકનો વૈરી, અવિદ્યાનો અખાડો અને ઉદ્યમનો ઉચ્છેદક જે “कन्याविक्रय” તેનો અર્થ સાંભળો. પૈસા માટે આપણી તનુજાઓને (બાલિકાઓને) વેચવી. અરે! આ શબ્દજ બુદ્ધિમાન અને દયાળુ માણસનાં હૃદયને ભાલાની પેઠે ભેદી નાંખનાર અને આંખમાંથી કરૂણાનો અશ્રુપાત કરાવનાર છે. માણસોને વેચવાનો જુલમીમાં જુલમી રીવાજ આગળ કેટલાક દેશોમાં ચાલતો હતો. પૈસા માટે કેટલાક દુષ્ટ પુરૂષો ગુલામ તરીકે માણસોને વેચી તેઓની જીંદગીને પાયમાલ કરી નાંખતા હતા, પણ દયાળુ બ્રિટીશ રાજ્યે એ રીવાજ પોતાના ન્યાયી રાજ્યનો અંકુશ કરી બંધ પાડયો, પણ લખતા અતિશય ખેદ અને લજ્જા થાય છે કે આપણા શરીરથી ઉત્પન્ન થયેલી આપણી સુકુમાલ બાલિકાઓને પૈસા માટે વેચવાનો અતિશય દુષ્ટ રીવાજ, સૌથી દયાનું ઉચ્ચતમ સન્માન કરનાર આપણી અગ્રગણ્ય જૈન જાતિમાં ક્યાંથી પેસવા પામ્યો હશે! તેની

આટલી બધી સખ્ત જડ કેમ જામી હશે ? એના ઉત્તરમાં કોમલ હૈયું ફાડીને હૃદયદ્રાવક ઉદ્ગારો બહાર નીકળી આવે છે કે કોઇક દયાના દુશ્મન, અન્યાયના અગ્રેસર અને પુરૂષાર્થથી પરવારી ગએલા પુરૂષોને પોતાનું પાપી પેટ ભરવાનો કંઇ પણ બીજો ઉપાય નહીં સુઝયો હોય, અથવા આંખે અંધ થઇ ગયા હશે, કાને બહેરા થઈ ગયા હશે, હાથ પગે અપંગ થઈ ગયા હશે, એવા પાપપરાયણ પુરૂષોએ કદાચ કન્યાવિક્રયનો આરંભ કર્યો હશે. એમ કરી આપણી સર્વોત્તમ જૈન જાતિને કાળું કલંક લગાડયું હશે, અને એવાજ કેટલાક બીજા પુરૂષોએ પોતાની સદ્-બુદ્ધિને તિલાંજલી આપી, દયાને દૂર કરી, એ દુષ્ટ અનાચાર-નું અનુકરણ કરી તેને આશ્રય આપ્યો હશે.

પણ બંધુઓ, હવે તે વખત નથી રહ્યા. આપણે દયાળુ બ્રીટીશ રાજ્યનાં છત્ર નીચે રહી વિદ્યા, ઉદ્યોગને પ્રાપ્ત થયા છિએ, વિવેક બુદ્ધિને આપણા હૃદયમાં સ્થાન આપવા લાગ્યા છીએ, કૃત્ય અકૃત્યની કસોટી શીખ્યા છીએ અને લાભ અલાભનો વિચાર કરવામાં તત્પર થયા છીએ, તો આપણે હવે "कन्याविक्रय" ના સંબંધમાં પણ આપણી ન્યાય બુદ્ધિને કાંઇક કસરત આ-પીએ, તો ખરેખર આપણે તેનો ઉચ્ચતર સદુપયોગ કર્યો ગણાશે.

બંધુઓ, ન્યાય બુદ્ધિથી વિચારીયે તો **વેચાણુ જડ વસ્તુઓનુંજ હોઈ શકે,** નહીં કે માનવ જીવન ધારણુ કરનારી અને દેશની આબાદી રૂપ બાળાઓનું. માટે પ્રિય વાંચકો ! તમો જૈન જેવા દયામયી ધર્મના ધારી હોયા છતાં શું તમોને તમારી પ્રેમથી ઉછેરેલી અને તમારી શરણાગત નિર્દોષ બાળકીની દયા તમોને નહી આવશે ? શું તેનું તમો જાહેર લીલામ કરી ખુશી થશો ?' 'નહી, નહી". તમોને દયા તો જરૂર આવશે, પણુ તમોને તમારી પિતા તરીકેની ફરજ ભુલવનાર ફક્ત તમારી સ્વાર્થ વૃત્તિઓજ છે, પણુ જો તમે બુદ્ધિમાન થઇ જ્ઞાન દ્રષ્ટિથી જોશો તો તમોને જણુાશે કે ઘણા લોકો મહાન પરિશ્રમ કરી એકઠી કરેલી લક્ષ્મીને પણુ ભોગવ્યા વિના તથા દાનાદિક કાર્યમાં વાપર્યા વિના તે લક્ષ્મીને છોડી ચાલ્યા ગયા છે તો શું પોતાની છોકરીનું વેચાણુ કરી **હરામનાં લીધેલા પૈસા તમારી પાસે કાયમ રહેશે એમ ધારો છો ?** "નહીંજ રહે" માટે બંધુ, વિજલીનાં ચમકારા જેવી ક્ષણિક લક્ષ્મીની લાલચમાં પડી કન્યાવિક્રય જેવું ઘાતકી કામ પ્રાણુાંતે પણુ કરશો નહી. કારણુકે કન્યાવિક્રય કરેલો હરામી પૈસો કોઈની પાસે રહ્યો નથી અને રહેશે પણુ નહી. માટે જે માતા પિતાઓ પોતાનાં ક્ષણિક સુખ માટે પોતાની વ્હાલી કન્યાઓનું જરાપણ શરમાયાં વિનાં **જાહેર લીલામ**

કરી ધોળે દહાડે દેખીતી આંખે તેને કૂવામાં નાંખે છે તેઓ જૈનીઓનાં દયાળુ નામને બટ્ટો લગાડે છે અને પોતાનું મુખ કાળું કરી બીજાઓ વડે નિંદાય છે અને પાપનો સંચય કરી આખરે નર્કનો અધિકારી બને છે, માટે સમજુ થઇ બુદ્ધિપૂર્વક વિચાર કરી જૈન જેવી દયાળુ કોમમાં જન્મેલી બાળાનો વિક્રય કરવો છોડી દઈ વીર પ્રભુનાં સાચા સંતાન બનો અને પોતાની સુકોમળ બાળા પર ક્રૂર થવું છોડી દઈને તેની દયા કરી માહા પાપમાંથી બચો.

જૈન બંધુઓ, જાગ્રત થાઓ. જૈન પ્રજામાં અઘોર પાપ થાય છે, કારણકે એક જૈન જેવા દયાળુ મનુષ્યને ત્યાં જન્મેલી બાળા સ્વાર્થથી વેચાય છે, રીબાય છે, પાલક પિતા રક્ષક મટી ક્રૂર થાય છે અને બાળાઓ કે જે આર્યગૃહની દેવીઓ થવાને લાયક હોય છે તેની કિંમત ન કરતાં તેઓનો જન્મ વૃથા સમજી પશુઓની માફક તેઓનું વેચાણ થાય છે. અરે ! તેઓનું રક્ષણ કરો.

બંધુઓ, એકેંદ્રિય જીવ સુદ્ધાંની દયા રાખનાર થઇ નિર્દોશ નિર્મળ સુકુમાલ બાળાઓને ન વેચો કારણકે આ સુધારાના જમાનમાં હલકી કોમના માણસો પણ પોતાની કોમમાં જ્ઞાતિબંધારણો કરી બાળાઓનું વેચાણ કરતા નથી કે જેઓ તદન ગરીબ પણ હોય છે, તો તમો પ્રવિત્ર કોમનાં થઇ કન્યાવિક્રય કરી પોતાની કોમને અધોદશામાં

નાંખશો તો તમારે તેઓ તરફથી થતા ફીટકાર સાંભળવા પડશે અને શરમાવું પડશે, એટલુંજ નહી પણ તે લોકો તમોને અડકતાં પણ પાપ સમજશે, માટે વ્રતાદિક નિયમો પાળનારા પવિત્ર બંધુઓ! તમારી સમાજનું હિત વિચારી આ જૂલમી રિવાજને જલદીથી કાઢી નાંખો. જૈન બંધુઓ, જો તમો તિર્થંકરની આજ્ઞા પાળનાર હો તો તમો કન્યાવિક્રય જેવો નિર્દય વ્યાપાર કરશો નહીં કારણકે ધર્મ શાસ્ત્રો તમોને પોકારીને કહે છે કે તમો તમારા વ્યવહારો સુધારી અહિંસકપણાથી તથા ન્યાયનિપુણતાથી ધન પેદા કરો અને તેમાંથી દાન કરી પરોપકારી બનો કારણકે પશુઓ પણ હરામનું નથી ખાતાં તો તમો મનુષ્ય છો, માટે તમારે તો પુરૂષાર્થ કરી ધન કમાવું જોઇએ, માટે ન્યાયથી ભરપુર એવા જૈન ધર્મના ધારી બંધુઓ, અનીતિનું ધન ખાઈ તમારી દયામયી બુદ્ધિનો નાશ કરશો નહીં અને શાસ્ત્રોનાં ફરમાન મુજબ શ્રાવકોને છાજતો ન્યાયપૂર્વક વાણિજય કરી આલોક તથા પરલોકનું સુખ પ્રાપ્ત કરી લ્યો, માટે બંધુઓ, તમારા પ્રત્યે મારી એટલીજ વિનંતી છે કે પૈસાનાં સ્વાર્થરૂપી પીશાચને તમારા અંતઃકરણમાંથી કાઢી નાંખી સારાસારનો વિચાર કરી ધન કમાવાના સાધનોને વળગી તેવડે પૈસા પ્રાપ્ત કરો અને કન્યાઓનો વિક્રય કરવો તજી દઇ તેઓને કન્યાદાન તરીકે આપી દઈ પુત્રીનો આશર્વાદ લઇ સુખી થાઓ

# બાળ-લગ્ન.

બંધુ વાંચકો, કન્યાવિક્રયના કનિષ્ટ રિવાજથી બાળલગ્ન જેવા હાનિકારક રિવાજો જૈન જાતિમાં દાખલ થવા પામ્યા છે અને તે રીવાજોની જડ જ્યારે સમાજમાં મજબુત જામે છે ત્યારે સમાજની અધો દશા થાય છે. કન્યાવિક્રયનાં જુલમી રીવાજથી બાળલગ્ન થવાનું પ્રબળ કારણ એ છે કે હિંદુ સંસારનાં રીવાજ પ્રમાણે છોકરા તથા છોકરીઓનું સગપણ કરવામાં આવે છે અને તે સગપણ થયા પછી છોકરાનો પિતા છોકરાનાં લગ્નને મોટો થતાં સુધી કરવાની રાહ જુએ અને તે અરસામાં કોઇ વાંઢો પુરૂષ છોકરીનાં સ્વાર્થી પિતાને વધારે પૈસા આપનાર નીવડે તો તે સ્વાર્થાંધ પિતા તે વેવીશાળ તોડતાં વાર કરતા નથી અને સગપણ વખતે છોકરાંના પિતાએ આપેલા પૈસા ખરચાઇ જાય અગર તો હરામનાં લીધેલાં હરામમાં ચાલ્યા જાય તો લગ્ન વખતે ફરીને લેવાની બુરી દાનત કન્યાવિક્રય કરનાર નરાધમ કરે છે માટે આવી અનેક પ્રકારની જુલ્મી હાડમારીઓને લીધે છોકરાનાં પિતાને બાળલગ્ન કરવાની ફરજ પડે છે અને તે બાળલગ્નથી આર્ય સંતાનોની કેવી દયાજનક સ્થિતિ થાય છે તેનો ચિતાર લખતા પહેલાં લગ્ન કરવાનો શું ઉદ્દેશ છે તે ટૂંકમાં લખી દેવો યોગ્ય ધારૂં છું. **લગ્ન કરવાનો હેતુ** મહન્ત પુરૂષોએ એ બતાવ્યો છે કે એક સ્ત્રી અને એક પુરૂષ એમ બન્નેનું જોડુંજ મનુષ્ય કહેવાય છે કારણકે સ્ત્રી પુરૂષનું અર્ધું અંગ છે, અને તે મનુષ્ય કહેવાતી બન્ને વ્યક્તિઓ જ્યારે અમુક ઉમરે પોંહોચે છે ત્યારે તેઓમાં સંયોગની ઇચ્છા કુદરતી રીતે ઉત્પન્ન થાય છે. જેમ લોહચુમ્બક લોઢાને ખેંચે છે તેમ સ્ત્રી પુરૂષનાં હૃદય એક બીજાને

આકર્ષે છે અને ઐહિક તથા પારલૌકિક સુખ પ્રાપ્ત કરવા તથા ધર્મ, અર્થ, કામ, મોક્ષ એ ચારે પુરૂષાર્થ સિદ્ધ કરવા પરસ્પર રૂપ, ગુણ, અને યોગ્ય ઉમર એવી બીજી કેટલીક લાયકાતો જોઇને એક બીજાની સાથે પવિત્ર પ્રેમની લાગણીઓથી જોડાય છે કે જેથી દુનિયામાં વ્યભિચાર થવા પામતો નથી અને માનવ સંખ્યાનો ક્રમ ચાલુ રહે છે, અને ધાર્મિક સંતાનોની ઉત્પત્તિ થાય છે કે જેથી ધર્મ માર્ગ અસ્ખલિત રીતે ચાલ્યા કરે છે કારણકે ધર્મને ધારણ કરનાર માણસો વિના ધર્મ રહી શકતો નથી માટે લગ્ન કરવાનો આજ મુખ્ય હેતુ છે. એ રીતે લગ્નની ખરી ખૂબીને સમજ્યા વિના કેવળ **ઢીંગલા ઢીંગલીનાં ખેલ** સમજી ગ્રહસ્થાશ્રમની જવાબદારી સમજ્યા વિનાનાં કેવળ અજ્ઞાન બાળકોનાં લગ્ન કરવામાં આવે છે. કેવી વિચિત્ર ઘટના! બંધુઓ, આ બાળઘાતક બાળલગ્ન રૂપી ચેપી રોગ જૈન પ્રજાને લાગવાથી પ્રતિ વર્ષે હજારો બાળકોનું મરણ નીપજે છે અને તેમ થવાનું કારણ **નાની ઉમરની બાળાઓને અસમયે ગર્ભવતી બનાવવામાં આવે** છે અને માતાનો શારીરિક વિકાસ થયા વિના સંતાન બીલકુલ નબળા બાંધાનાં અને ટુંક જીવનવાળા જન્મે છે. આવી રીતે નાની ઉમરમાં બાલિકાઓનાં જીવનને નષ્ટ ભ્રષ્ટ કરી દેવાથી તે અશક્ત હોવાને લીધે પોતાનાં સંતાનને કેમ ઉછેરવું તે બીલકુલ જાણી શકતી નથી અને કેટલીક બાળાઓ શારીરિક વિકાશ થયા વિના ગર્ભધારણ કરવાથી બાળકને જન્મ આપતાંજ મરણ પામે છે કેટલીક સુવાવડમાંજ મરણ પામે છે અને કેટલીક સુવા રોગમાં પડી ગૃહકાર્ય કરવાને અશક્ત થઇ થોડા વખતમાં મરણ પામે છે. આવી રીતે જૈન સમાજની જન સંખ્યા દિન પ્રતિદિન ઘટતી જાય છે તેનો પ્રબળ પુરવો એ છે કે જે જૈન બંધુઓ ચોદ લાખની સંખ્યામાં હતા તેઓ આજે

બાર લાખ ગણાવા લાગ્યા છે માટે જો બુદ્ધિનો ઉપયોગ કરી કન્યાવિક્રય, બાળલગ્ન, વૃદ્ધવિવાહ આદિ દુષ્ટ રીવાજોને સમાજમાંથી નાબુદ કરવામાં આવશે નહીં તો જૈનનો જે આવો મોટો સંપ્રદાય છે તે થોડા વખતમાં કેવી સ્થિતિએ પોહોંચાશે તે કહેવાને અશક્ત છિએ, માટે જૈન બંધુઓ! આ ઘાતકી બાળલગ્નને સમાજ બંધારણો દ્વારાએ બંધ કરી દઇ સમાજ હિતૈષીઓનાં બળતાં હૃદયને શાંત કરીદો કારણકે સમાજની પતન દશાનું કારણ આ દુષ્ટ રીવાજોજ છે એવી તેઓની માન્યતા છે અને ખરેખર તેઓનું તેમ માનવું યથાર્થ છે. બંધુઓ! હવે તમારે માટે તે મુસલમાની રાજ્યનો અમલ નથી રહ્યો કે જેથી તમોને બાળલગ્ન કરવાની ફરજ પડે, સમયાનુકુલ વર્તન રાખો કે જેથી મોટી હાનિઓનાં ભોગ તમોને થવું પડે નહી.

વાંચક બંધુઓ, જો તમો વાસ્તવિક રીતે જોશો તો જણાઇ આવશે કે પુરૂષને પુરૂષત્વ વીસ વર્ષે અને સ્ત્રીને સંપૂર્ણ સ્ત્રીત્વ સોળ વર્ષેજ પ્રાપ્ત થાય છે માટે જો તેઓનાં લગ્ન અપરિપકવ દશામાં કરી દેવામાં આવે તો વિના પાકેલા ફળનાં બીજને વાવી દેવાથી જેમ બીજ બગાડે છે અને ફોકટ મહેનત ઉપાડવી પડે છે તેવું બને છે માટે વીર્ય એ શરીરનો રાજા છે અને રાજા વિના રાજસ્થાન નમાલું લાગે છે તેમ બાળલગ્નથી બાળકોનાં અપરિપકવ વીર્ય રાજાનો નાશ થવાથી તેઓની શારારિક તથા માનસિક શક્તિઓનો નાશ થઇ તેઓના શરીર નમાલા થઇ જાય છે અને તેઓ દુર્બળતા, ધાતુવિકાર, ક્ષય રોગ આદિનાં ભોગ થાય છે ~~અને~~ ભાગ્યેજ સંતાનોનાં પિતા થવાને ભાગ્યશાળી નીવડે છે.

૭૩૨૫



બંધુઓ, બાળલગ્ન રૂપી રોગથી ઘેરાયલો છોકરો વિદ્વાન અને સુંદર વિચારો વાળો હોય પણ વીર્યવિહીન હોવાને લીધે કુટુંબ, સમાજ, અને દેશોદ્ધાર આદિ કાર્યો કરવાને ઉત્તેજિત થઇ શકતો નથી કારણકે જરા કામ કરતાની સાથે થકિત થઇ વિશ્રાંતી લેવાની ઇચ્છા રાખે છે અને નિરૂત્સાહી થઇ આરંભેલા કાર્યને હાથમાંથી મુકી દે છે.

બંધુઓ, જે વખત છોકરાઓને વિદ્યાભ્યાસ કરવાનો હોય છે તે વખતે તેનાં લગ્ન કરવાથી તેનાથી વિદ્યાભ્યાસ થઇ શકતો નથી કારણકે સ્ત્રી ઘેર આવવાથી તે શરમાઇને ભણવાનું મુકી દે છે અને કદાચ ભણવાની ઇચ્છા હોય છે તોપણ પત્ની વાળો હોવાને લીધે એક તરફ પોતાની પત્નીને ખાવા પીવાદિ અનેક પ્રકારનાં મનોરથો પૂર્ણ કરવાની ચિંતા, બીજી બાજુએ વિદ્યાભ્યાસની ચિંતા અને નાની નાની ઉમરમાં એકાદ છોકરાનો પિતા થઇ જવાથી તે સબંધી ચિંતાઓને લીધે તેને પોતાનું વિદ્યાર્થી જીવન છોડી દેવું પડે છે અને તેથી પોતાનું મનુષ્ય જન્મ જેવું જીવન બગાડી મૂર્ખ શિરોમણી થઇ જાય છે. માટે જૈન બંધુઓ, બાળલગ્નથી થતી જૈન સંતાનોની આવી દયાજનક સ્થિતિ જોઇને જાતિમાંથી આ સર્વે પ્રકારની હાનિઓ પોંહોચાડનાર બાળલગ્નને નાબુદ કરી દો કે જેથી વિદ્યાર્થીઓ બ્રહ્મચર્ય સહિત બાળ જીવન ગાળી ઉંચા પ્રકારની વિદ્યા અને શરીર બળ પ્રાપ્ત કરી પોતાનાં કુટુંબ, સમાજ તથા દેશને ઉન્નત શિખરે પોહોંચાડે અને જૈન ધર્મનો પવિત્ર જય ધ્વજ ચારે દિશાઓમાં ફરકાવે. બંધુઓ, બાળલગ્નથી બાળકોની શારીરિક શક્તિનો નાશ થાય છે એટલું

જ નહીં પણ તેનાથી થનારા ભાવિ સંતાનો કે જે આર્યોનાં ચળકતા ભવિષ્યની આશાઓ હોય છે તે પણ ટૂંક જીવનવાળા અને બુદ્ધિહીન તથા નિર્માલ્યજ હોય છે માટે બંધુઓ, જો ભાવી સંતાનોને માતા પિતા તરફથીજ ફરજ બજાવનાર, પ્રફુલ્લિત, બળવાન, બુદ્ધિમાન, ધર્માત્મા અને સમાજ તથા દેશહિતેષી બનાવવા હોય તો કન્યાવિક્રય જેવા જુલમી રીવાજને નાબુદ કરી દો કે જેથી બાળલગ્નનો સડો નિકળી જાય, માટે આ અંતિમ શબ્દોને ફરી ફરી વાંચી ઉંડું લક્ષ આપી જ્ઞાતિ બંધારણો દ્વારા અગ્રેસર બંધુઓને અરજ કરી આ રીવાજોને ફરજીઆત બંધ કરી ભવિષ્યનાં સુખની માર્ગ પ્રતીક્ષા કરો અને વર્તમાન સુખ અનુભવો એજ પ્રાર્થના છે.

## वृद्धविवाह.

બંધુઓ, કન્યાવિક્રયના હીચકારા રીવાજથી વૃદ્ધવિવાહ જેવા હાનિકારક રીવાજની ઉત્પત્તિ થાય છે કારણકે પેસાનાં પુજારી સ્વાર્થાંધ દુષ્ટ પિતાઓ પોતાની રૂપાળી કોમળાંગી બાળાઓનું લક્ષ્મી માટે એક સ્મશાનાધિકારી પચાસ વરસના બુઢ્ઢા સાથે લગ્ન કરે છે કે જે વખતે બિચારી ભોળી બાળા લગ્ન એટલે શું તે બિલકુલ જાણતી નથી, જેને પોતાના હિતાહિતનું બીલકુલ જ્ઞાન હોતું નથી અને લગ્નને કેવળ પોતે ખેલ સમજે છે અને અણસમજુ હોવાને લીધે પોતાનાં પિતાનો પૂર્ણ ભરોસો રાખી લગ્ન વખતે આનંદથી ઉછળે છે કારણકે તેણી જાણતી નથી કે આ વૃદ્ધ સાથે પરણવાથી યુવાનીમાં મને કેવાં અસહ્ય દુઃખો ભોગવવાં પડશે. આવી અજ્ઞાન

અવસ્થાનો લાભ લઇ પોતાની આશ્રિત નિરપરાધી બાળાનું કસાઇ માતા પિતા એક નરરાક્ષસ જેવા અયોગ્ય પતિ સાથે લગ્ન કરી પોતાની પુત્રીનું સદાને માટે બુરૂં કરે છે અને એક કાગડાને ગળે રત્ન બાંધી હરખાય છે ! પણ તેઓનું આ કૃત્ય કેટલું અન્યાય ભરેલું છે, તે તેઓ જો પોતાના છોકરાને પચાસ વરસની ડોસી સાથે પરણાવી પછી તેને પૂછી જુએ કે ભાઇ, આ ડોસી તને કેટલી વાહાલી લાગે છે ! તો તેજ વખતે મળેલા ઉત્તરથી તેઓને સહેજે સમજાઇ જશે, માટે સંસારરૂપી બાગમાં વિવિધ પ્રકારનાં વિષય રૂપી ફુલોની સુવાસ લેવા ઇચ્છતી બાળાને ઝાડપાન વિનાનાં ભયંકર અરણ્યમાં હડસેલી દેવાથી પુખ્ત ઉમરે પોહોંચેલી અને મદનની પ્રચંડ આગમાં બળતી બાળા વૃદ્ધ પતિની વેઠ કરી સંસારલ્હાવો લ્હાવો શી રીતે લઇ શકે ? નહીંજ લઇ શકે. માટે ભોગો ભોગવવામાં આશક્ત બાળા વૃદ્ધ પતિનાં મુખને જોઇ જોઇ અંતરમાં બળ્યા કરે છે તથા વાણીથી વિલાપ કરે છે. આવી રીતે દેવોને દુર્લભ મનુષ્યજન્મ પામેલી ઉત્તમકુળની બાળાનું જીવન ઝેરમય બની જઇ તે છતે ધણીએ રંડાપો ભોગવે છે અને આવી રીતે જ્યારે બાળા યૌવનાવસ્થામાં પ્રયાણ કરે છે ત્યારે સ્મશાનાધિકારી વૃદ્ધ પતિ પોતાનાં પાપી કૃત્યોથી સજા પામવા સારૂ પરલોક સીધાવે છે અને પોતાનાં કુળને કલંકિત કરવા સારૂ પોતાનાં પાછળ એક નાની યૌવના બાળકીનો ભવ બગાડી વિધવા કરી જાય છે, માટે પુખ્ત ઉમરે પહોંચેલા વડીલ બંધુઓ પ્રત્યે મારી નમ્ર વિનંતી છે કે આ રત્નચિંતામણી જેવો નરભવ પામીને અને શ્રાવક જેવું ઉત્તમ કુળ પ્રાપ્ત કરીને વિષયવાસનાનાં લોભી થઇ નાની બાળાઓના પિતાને દ્રવ્યની લાલચમાં નાંખી

નર્કના અધિકારી નહીં બનો કારણકે કન્યાવિક્રય કરનાર, કરાવ-નાર અને કરતાને ટેકો આપનાર એ ત્રણે નર્કે જાય છે માટે બંધુઓ, પોતાનાં ક્ષણિક સુખ માટે બાળિકાઓનો ભવ બગાડશો નહીં અને વૃદ્ધાવસ્થામાં કામભોગની બુરી વાસનાઓને તજી દઇ સંયમ પાળી ઇંદ્રિયોપર જય કરો અને તુચ્છ વિષયસુખની લાલસા તજી દઇ શુદ્ધ આત્મસ્વરૂપનું અવલોકન કરી મુકિત રમણીને વરવાની ઇચ્છા કરો. કારણ જુવાન રાજાઓ અને ચક્રવર્તીઓએ પણ વિષયોને તુચ્છ ગણી આત્મયોગી થઇ સાચા સુખને પ્રાપ્ત કર્યું છે તો તમો તો વૃદ્ધ છો, માટે આ નરજન્મની સાર્થકતા તમારે થોડા વખતમાં કરી લેવાની છે. માટે તમો અમ જેવા બાળકોનો ઉદ્ધાર કરવા સારૂ નિઃસ્વાર્થ યોગીઓ થાઓ અને વૃદ્ધ લગ્ન કરવાની મૂઢતા તજી દઇ બાળકબાલિકાઓને પાઠશાળાઓમાં જઇ સદ્બોધ આપી કૃતાર્થ થાઓ.

બંધુઓ, આ કન્યાવિક્રય બાળલગ્ન વૃદ્ધ વિવાહે અનેક બાળાઓને વિધવા બનાવી છે તેનો પ્રબળ પુરાવો એ છે કે તમો સંસારિક ઉત્સવોમાં, લગ્ન પ્રસંગોમાં, જિન મંદિરોમાં, ધાર્મિક ઉત્સવોમાં, તીર્થ યાત્રાઓમાં જ્યાં જોશો ત્યાં બાળ વિધવાઓની સંખ્યા મોટા પ્રમાણમાં જોવામાં આવશે અને તે બાળ વિધવાઓ વ્યવહારિક કુટુંબમાં જોડાયલી હોવાને લીધે કુટુંબમાં બીજા મનુષ્યોને મોજમજાહ આનંદ કરતા જોઇને તેણીને ઘણા તર્કવિતર્ક થાય છે અને બીજી સ્ત્રીઓનું પતિ સુખ જોઇને તેણીનાં હ્રદયમાં આઘાત થાય છે અને તેથી અજ્ઞાન વિધવા કલ્પાંત કરે છે કકળે છે અને વારંવાર નિશ્વાસા નાંખે છે અને જગત્ જેતા કામદેવને વશ નહી કરી શકવાથી સન્માર્ગ ભૂલી વ્યભિચારી બની બંને કુલોને કલંકિત કરે છે અને આવી રીતે બાળા

શીયળ રત્નને ત્યાગવાથી માઠી ગતિને પ્રાપ્ત થાય છે અને શ્રાપ આપે છે કે મારા માતપિતા રૈ રૈ નર્કે જજો કે જેણે મારી આ સ્થીતિ કરી છે માટે બંધુઓ, પૈસાના લોભે પોતાની શરણાગત પુત્રીનો ભવ બગાડી શિથિલ થઇ ગયા છે ગાત્ર જેના અને મુખમાં નથી એક દાંત જેને અને શ્વેત થઇ ગઇ છે કેશપંકિત જેની એવા અયોગ્ય રાક્ષસ જેવા પતિ સાથે લગ્ન કરી નર્કાધિકારી ન બનો અને પોતાની તીજોરીઓ ભરી પોતાની ઇચ્છાઓ તૃપ્ત કરવાની ખાતર એક આર્ય કુટુંબની ભવિષ્યની માતા થનારી બાળાને રંડાપો ન આપો. અરે! પિતા થઇ પોતાનાં ફરજંનનું કાંઇક હિત વિચારી બુઢ્ઢા પતિનું મુખ જોઈ આર્તધ્યાન કરી નર્કે જતી બાળાને બચાવો અરે! તેના પર ક્રૂર ન બનો.

વાહાલા વાંચક બંધુઓ! જો તમોને સ્ત્રીવર્ગની દયા આવતી હોય તો પ્રથમ વિધવાઓની સંખ્યા વધવાનું મૂળ કારણ તપાસી તેને જડમૂળથી નાબુદ કરો કે જેથી તમારૂં ભરેલું પગલું ઉપયોગી અને પ્રશંસા યોગ્ય ગણાય અને અનેક પ્રકારનાં દુઃખ વાદળો નષ્ટ થઇ માતૃ ભૂમિ તથા મનુષ્ય માત્રનો ઉદય થાય અને તમો તમારા કર્તવ્યકર્મથી મુક્ત થાઓ અને તમારી બ્હેનો પુત્રીઓનાં અખંડ આશીવાદો પ્રાપ્ત કરી સર્વે પ્રકારે સુખી થાઓ.

બંધુઓ, કન્યાવિક્રયના અન્યાયી રીવાજોથી કોમમાં ઘણાં કજોડાં થાય છે. કજોડાંનો સમાવેશ બાળલગ્ન તથા વૃદ્ધ વિવાહમાં થઇ જાય છે, છતાં પણ તેને જુદું પાડી લખવું યોગ્ય લાગવાથી બહુજ સંક્ષેપમાં લખી દઉં છું માટે આટલું પણ પ્રમાદ ન કરતાં વાંચી બધાનું મનન કરશો એ આંતરિક અભિલાષા છે. કજોડા થવાનું કારણ એ છે કે પૈસાના સ્વાર્થમાં અંધ બની ગયેલો પિતા પોતાની પુત્રીની જોડીનો યોગ્ય વર જોયા વિના બાળક, વૃદ્ધ, મૂર્ખ, કદરૂપો,

ચોર, વ્યભિચારી, જુગારી, અભણ, અંધ, અગર કાણો ગમે તેવો, હોય તેના સાથે સ્વાર્થને વશ થઇ પોતાની નિર્મળ, ભણેલી, રૂપાળી, અને ભલી બાળાનું લગ્ન કરે છે. આથી પતિ પત્ની થયેલા બન્ને વ્યક્તિઓમાં નિર્મળ દાંપત્ય પ્રેમ થતો નથી અને તેથી હંમેશા ગૃહમાં કજીઆ કંકાશ થવા પામે છે. અને તે દંપતિયુગલ અન્ય દેશનાં સ્ત્રી પુરૂષો જેમ પસંદગીનાં તથા પ્રેમનાં લગ્ન કરી પોતાના ગૃહમાં સુખી જીવન ગાળે છે તથા સમાજ દેશહિતનાં પરોપકારી કામો કરી જેમ મનુષ્ય જન્મ સફલ કરે છે તેમ કજોડાનાં પાસમાં પકડાયેલા જૈન બંધુઓ, તમો તમારા સંસાર સુખમય નથી કરી શકતા અને અન્ય દેશનાં સ્ત્રી પુરૂષોની માફક પ્રેમી જોડું થઇ કુટુંબ, સમાજ, તથા દેશની ઉન્નતિ નથી કરી શકતા અને તેથીજ તમારો જૈન સમાજ આ સુધારાના જમાનામાં પછાત પડેલો છે, માટે જૈન બંધુઓ, સમાજની સ્થિતિનો વિચાર કરી આ કન્યાવિક્રય રૂપી રાક્ષસ રીવાજને દેશમાંથી નાબુદ કરી દો કારણ કે કન્યાવિક્રયથી એક બે જાતનું નુકશાન નથી પણ જો તમે બારીકીથી તપાસશો તો તમોને તેમાં અનેક જાતનું નુકશાન જણાશે.

બંધુઓ, અરે દયાળુ બંધુઓ! અભક્ષ્ય ભક્ષણ નહીં કરનાર બંધુઓ! સદ્‌બુદ્ધિનો ઉપયોગ કરી પોતે કન્યાવિક્રય નહી કરવાની પ્રતિજ્ઞા લેજો અને પોતાનાં ગામનાં ન્યાતી આગેવાનોને પ્રાર્થના કરી તે ન કરવી બદલના ફરજીઆત ઠરાવ કરી આ પુન્ય અને પરોપકારનું કામ કરો જૈન કોમની ચઢતિનો તમોએ પાયો નાંખ્યો એમ સમજજો અને તે તમારા નાખેલા પાયા ઉપર મોટી ઇમારત થઇ જૈન પ્રજા ઉદ્યોગ હુન્નરકળામાં પ્રવીણ થઈ ધર્મપરાયણ થાએ એવી વીર પ્રભુ પ્રત્યે મારી પ્રાર્થના છે. તથાસ્તુ.

---